પુરૂષોત્તમ કૃત.

# ભરતખંડની ભૂગોળ

## વિદ્યા.

---

આપણી પૃથ્વી ગોળ દડા જેવીછે. પૃથ્વી ઉપર મુખ્ય જમીન અને પાણી છે. આખી પૃથ્વીના ત્રણ સરખા ભાગ કરીએતો તેમાંના બે ભાગ પાણી અને એક ભાગ જમીનછે.

### જમીનના મોટા ભાગ.

આપણી પૃથ્વીના બે ગોળાર્ધ છે. ૧ પૂર્વગોળાર્ધ (જૂનીભૂમી), અને ૨ પશ્ચિમ ગોળાર્ધ (નવીભૂમિ). એ બંને ગોળાર્ધમાં જે જમીન આવેલી છે, તેના ચાર મોટા ખંડ પાડેલા છે. તેનાં નામ ૧ એશિઆ, ૨ યુરોપ; ૩ આફ્રિકા, એ ત્રણે જૂની ભૂમિમાં છે; અને ૪ અમેરિકા એ નવી ભૂમિમાં છે. એ ચાર વિના એક પાંચમો મોટો ભાગ આસ્ટ્રેલિઆ કરીને એક બેટ, એશિઆની અગ્નિ ખૂણમાં છે તે બેટ, તથા તેના આસપાસના બીજા ઘણા દ્વિપો મળીને ઓશિઆન્યા કહેવાય છે. (એને પાંચમો ખંડ કહીએતો ચાલે.)

### પાણીના મોટા ભાગ.

જમીનની પેઠે પાણીના મોટા ભાગ પણ પાંચછે. તે દરેકને મહાસાગર કહેછે. તેનાં નામ. ૧ પાસિફિક, ૨ આટ્લાંટિક, ૩ હિંદી, ૪ ઉત્તર, ને ૫ મો દક્ષિણ મહાસાગર છે.

## એશિઆ ખંડ.

જમીનના જે પાંચ મોટા ખંડ ઉપર કહ્યા, તેમાંનો સૌથી મોટો ને જૂનો ખંડ એશિઆ છે. એ ખંડમાં આપણે વસીએ છીએ તેના બાર દેશ છે.

| | | |
|---|---|---|
| ૧ ભરતખંડ કે હિંદ. | ૫ અરબસ્તાન. | ૯ હિંદી ચીન. |
| ૨ અફઘાનિસ્તાન. | ૬ તુર્કસ્તાન. | ૧૦ જાપાન. |
| ૩ બલૂચિસ્તાન. | ૭ તાતાર. | ૧૧ એશિઆઇ રૂશિઆ |
| ૪ ઇરાન. | ૮ ચીનાઇરાજ્ય. | ૧૨ સિંહલદ્વીપ કે લંકા |

એમાંના પહેલા દેશમાં આપણે વસીએ છીએ.

## भरतखंडनुं सामान्य वर्णन.

આપણો મુંબાઈ ઇલાકો, તે આ ભરતખંડનો એક ભાગછે.

**ભરતખંડનાં બીજાં નામો**—હિંદુસ્તાન. હિંદ, હિંદીદ્વિપકલ્પ, આર્યાવર્ત, ભારતભૂમિ, અને ઇંડિયા.

**સીમા**—ભરતખંડ એ મોટો ત્રિકોણાકાર દ્વિપકલ્પછે. એની ઉત્તરે હિંદુકુશ, કારાકોરમ, હિમાલય પર્વત તથા ટિબેટ ને તાતાર દેશોછે; પશ્ચિમે સુલેમાન અને હાલા પહાડ, તથા અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાન છે; નૈઋત્યકોણમાં અરબી સમુદ્ર, દક્ષિણે હિંદી મહાસાગર, અને અગ્નિખૂણમાં હિંદી મહાસાગર તથા બંગાળાનો ઉપસાગર; અને પૂર્વમાં જંગલ અને ડુંગરા તથા બ્રહ્મદેશ આવેલો છે.

**વિસ્તાર**—કાશ્મિરથી કન્યાકુમારી ભૂશિર સુધી લંબાઇ ૧૭૦૦ મૈલ, ને સિંધથી આસામ સુધી પહોળાઈ ૧૮૦૦ મૈલ છે. આખા દેશનું ક્ષેત્રફળ ૧૫૮૨૧૨૦ ચોરસ મૈલ છે.

**વસ્તી**—આખી દુનિઆમાં વસ્તીમાં પહેલે નંબરે ચીન, અને બીજે નંબરે ભારતખંડ છે. તેમાં ૨૫। કરોડ (૨૫, ૨૫, ૪૧, ૨૧૦) માણસો વસે છે.

**મોટા કુદરતી ભાગ**—ભરતખંડના મોટા સ્વાભાવિક ભાગ બે છે. ૧હિંદુસ્તાન (ઉત્તર હિંદુસ્તાન) અને ૨દક્ષિણ કે દખણ (દક્ષિણ હિંદુસ્તાન) છે. એ બે ભાગોની વચ્ચે વિંધ્યાચળ પર્વત, ને નર્મદા નદી છે.

**ઉત્તર હિંદુસ્તાનના મોટા કુદરતી ભાગ**—છ છે. ૧હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ, ૨સિંધુ નદીનો પ્રદેશ, ૩રેતીનું રણ, ૪મધ્ય-હિંદુસ્તાનનો અને રજપૂતસ્થાનનો ઊંચો પ્રદેશ, ૫ગંગાનો પ્રદેશ, ને ૬બ્રહ્મપુત્રાનો પ્રદેશ.

**દક્ષિણના મોટા કુદરતી ભાગ**—ચાર છે. ૧નર્મદાનો પ્રદેશ,૨ શુદ્ધ દક્ષિણ, ૩પૂર્વકાંઠાનો નીચાણનો પ્રદેશ, ને ૪પશ્ચિમકાંઠાનો નીચાણનો પ્રદેશ.

**મુખ્ય પર્વતો**—૧હિમાલય એ દુનિઆમાં સૌથી ઊંચો છે. ૨શિવાલિક, ૩સાતપૂડો, ૪વિંધ્યાચળ, ૫સંહ્યાદ્રિ (પશ્ચિમઘાટ). ૬પૂર્વઘાટ, ૭હાલા, ૮સુલેમાન, ૯કારાકોરમ; ૧૦ અરવલી, ૧૧કૈમૂરના ડુંગર, ૧૨આબુ.૧૩ગિરનાર, ૧૪મીઠાનાડુંગર,૧૫મહાદેવના ડુંગર.વગેરે.

**હિમાલયનાં શિખરો**—એવરેસ્ટ (ગૌરીશંકર) એ સૌથી ઊંચું (૨૯૦૦૨ ફીટ) છે. ધવલગિરિ, કાંચનગંગા, ચામલારી, જમ્નોત્રી, ગંગોત્રી. વગેરે.

**મુખ્ય નદીઓ**—૧બ્રહ્મપુત્રા, ૨ સિંધુ, એ બે નદ કહેવાય છે. ૩ગંગા, ૪ગોદાવરી, ૫કૃષ્ણા, ૬કાવેરી, ૭મહા, ૮ઇરાવતી. એ આઠે નદીઓના મુખ આગળ ત્રિકોણ પ્રદેશ થાય છે, એ વિના જમના,

નર્મદા, તાપી, ગોગરા, ચંબલ, બેટવા, સતલજ, ચોનાબ, સોન, ભાગિરથી, પ્રાણહિતા, તુંગભદ્રા, રાવતી, વગેરે.

**પવિત્ર નદીઓ**—૧બ્રહ્મપુત્રા, ૨સિંધુ, ૩ગંગા, ૪ગોદાવરી, ૫કૃષ્ણા, ૬જમનાં, ૭નર્મદા, ૮સરયુ (ઘોગરા), ભાગિરથી, ગોમતી, તાપી, સરસ્વતી, વગેરે."

**સરોવર**—બુલર, સાંબર, ચિલકા, કોલર, પુલિકાટ, લુનાર, મંચર, એ ખારાંછે. એ વિના ડેબર તે મીઠું છે. વગેરે. એ વિના રાવણ. હ્દ, પાલટી,માન, એ ટિબેટમાં છે.

**ભૂશિરો**—દ્વારિકા (જગત્પોઇંટ), દીવ, રામસ, કન્યાકુમારી, પાલમયરો, ને નેગ્રાઇસ, માંજ (કરાંચી આગળ).

**અખાત**—કચ્છનું, ખંભાતનું, મનારનું, બાલાસોરનું, માર્ટાબાનનું, ને બંગાળાનો ઉપસાગર.

**દ્વિપો**—૧લંકા (સિંહલદ્વિપ) એ બેટ ઇંગ્રેજ સરકારને તાબેછે. પણ તે ભરતખંડના વાઇસૅરાયને તાબે નથી. મહારાણી તરફથી જાદો ગવર્નર ત્યાં રેહેછે. લંકાના મધ્યભાગમાં દેશી રાજા રાજ કરેછે. તેની રાજધાની કાંદીછે. એ રાજા ઇંગ્રેજની આજ્ઞામાં છે. કોલંબો, પોઇંટદીગાલ, ત્રિંકોમાલી, ને પોઇંટપેદ્રો, એ મુખ્ય બંદરો, તે ઇંગ્રેજ સરકારને તાબેછે. નદીઓ, મહાવીલીગંગા, કાવાનીગંગા ને કાલુગંગા વગેરે. ત્યાં બૌદ્ધધર્મ ચાલેછે. પેદાશમાં તેજાંના, હાથીદાંત, મોતી, વગેરે છે. ૨ આંદામન બેટછે એનું મુખ્ય શહેર પોર્તબ્લેયર કરીને બંદર છે, ત્યાં હાલ ગુન્હેગારને કાળે પાણીએ મોકલે છે. એ વિના નિકોબાર, લક્ષદીવ, માલદીવ, મનાર, રામેશ્વર, રામરી, ચેદુબા. સંડોવે, શાહાપુરી, સાષ્ટી, વસઇ, ધારાપુરી, કરંજે, મરગ્વીબેટનું ટોળું વગેરે બેટો છે. તે બધા ઇંગ્રેજ સરકારને તાબે છે, ને

લંકા સિવાયના બધા બેટો ઉપર ગવર્નર જનરલનું ઉપરીપણું છે. તે સિવાય દીવ. પીરમનો કાતરો, સખોદવા.

**દ્વિપકલ્પ**—કાઠિઆવાડ. દક્ષિણહિંદુસ્તાન. ભરતખંડદેશજ મોટો ત્રિકોણાકાર દ્વિપકલ્પછે.

**સામુદ્રધુની**—પાકની છે. તે હિંદુસ્તાન ને લંકાની વચ્ચે છે. મનારની સામુદ્રધુની, પૌમબેન બાડી.

**સારી હવાનાં સ્થળો**—સિમલા, મરી (જલમનજીક) દાર્જીલીંગ, આબુ, માથેરાન, નીલગિરિ, મહાબળેશ્વર, ડીંડીગલ, કાશ્મિર, પુરંદર ને ખંડાળા વગેરે છે. ઉતકમંડ, ટુંગાર.

**ભરતખંડના રાજ્ય વિભાગ**--૧૪છે. તે આગળ આવશે.

**અંગ્રેજીખાલસામૂલક**—આસામ, બંગાળા, બહાર, ઓઢિયા, છોટાનાગપુર, અયોધ્યા વાયવ્યપ્રાંતો, પંજાબ, સિંધ, અજમેર, મધ્યપ્રાંતો, વરાડ, ગૂજરાતના પાંચજિલ્લા (અમદાવાદ, ખેડા, ભરૂચ, ને સૂરત)છે પંચમહાલ, મહારાષ્ટ્ર, કોંકણ, ને ઉત્તર સરકાર, કાનડા, કર્ણાટક, બાલાઘાટ, મલબાર, કુર્ગ; એ વિના બ્રહ્મદેશમાં આરાકાન, ટિનાસરિમ, પેગુ, માર્ટાબાન, વગેરે પ્રાંતો ને શહેરો, તથા ઉપર વર્ણવેલા બેટો.

**ઇંગ્રેજ તાબાનાં દેશીરાજ્યો**—કાશ્મિર, સિકિમ, કુચબીહાર, ખાસ્યા, ટિપરા, જયપુર, રેવા, બુદેલખંડ, તહેરી, પન્ના, રામપુર, (મુસલમાની,) સિંધિયાનું (ગ્વાલિઅરનું), હોલ્કરનું (માળવાનું), પત્યાલા, જીંદ, નભા, કપરથલા, ફરિદકોટ, કળશીયા (એ છ એ શીખ લોકોનાં છે,) બાવલપુર, ને ભોપાળ (મુસ.) જાંબુઆ, ઉદેપુર, જોધપુર, (વગેરે રજપૂતસ્થાનનાં રાજ્યો), ખૈરપુર (મુસ,) કાઠિઆવાડનાં રાજ્યો (ભાવનગર, જુનાગઢ, નવાનગર, ધ્રાંગધ્રા, ગોંડલ,

મોરબી વગેરે) કચ્છ, પાલણપુર (મુસ), રાધણપુર (મુસ), મહીકાંઠા, રેવાકાંઠા, ગાયકવાડ, પંચમહાલ એજન્સિ. સૂરતએજન્સિ, ખંભાત, કોલ્હાપુર, મરેઠા જાગીર, (સાંગલી, જમખીંડી વગેરે), મહીસૂર, નિઝામ (મુસ), ત્રાવણકોર, કોચીન, પુદુકોટા. ઇ.

**સ્વતંત્ર દેશીરાજ્યો**- નેપાળ, ભુતાન, ને મણિપુર.

**ફ્રેંચનાં સંસ્થાન**—પોંદિચેરી, માહી, કારિકલ, યાનાન, ને ચંદ્રનગર.

**ફીરંગીનાં સંસ્થાન**—દીવ, દમણ, ને ગોવા.

**હબશીનાં રાજ્ય**—જંજીરા ને જાફરાબાદ, ( તેમને માથે ખંડણી નથી. )

**ભરતખંડની રાજધાની**—દિલ્હી, ને આગ્રા એ મુસલમાની વખતમાં વારાફરતી રાજધાની હતી, હાલની રાજધાની કલકત્તાછે.

**મોટાં શહેરો**—મુંબાઈ, કલકત્તા, મદ્રાસ, હૈદ્રાબાદ, (નિઝામનું) લખનોર, બનારસ (કાશી), દિલ્હી, પટણા, આગ્રા, બેંગલુર, અમૃતસર, કાનપુર, લાહોર, અલાહબાદ, જયપુર, રંગુન, પુના, અમદાવાદ, બરેલી, સૂરત, હોરા (બંગાળામાં છે), ને વડોદરા. એટલાં શહેરોની વસ્તી લાખ ઉપરાંત છે. એ વિના બીજાં ઘણાંછે જેની વસ્તી ૦॥ લાખ ઉપર થાય. એવાં કુલ નગરો ૬૧ છે.

**મોટાં બંદરો**—કરાંચી, શાહબંદર, લખપત, માંડવી, જોડીયા, પોરબંદર, વેરાવળ, મહુવા, ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સૂરત, વલસાડ, દમણ, વસાઈ, મુંબાઇ, રાજાપુર, રત્નાગિરિ, વિજયદુર્ગ, કારવાડ, હોનાવર, મેંગલૂર, કાનાનોર, માહી, કાલિકોટ, બેપુર, કોચીન, તુતુકુંડી, પોંદીચેરી, મદ્રાસ મચ્છલીપટ્ટણ, ગંજામ, જગન્નાથ, બાલાસોર, કટક, ચિત્તાગોંગ, કલકત્તા, મતલાહ,

વસાઈ, (બાસીન) રંગુન, મુલમીન, વગેરે.

**જાત્રાનાં સ્થળો**—દ્વારિકા, પ્રભાસપાટણ, ગિરનાર, શેત્રુંજો, ચાણોદકર્નાળી, નાશીક (પંચવટી), પંઢરપુર, રામનાથ, જગન્નાથ, ગયા, પ્રયાગ, કાશી, મથુરા, અયોધ્યા, બદ્રિનાથ, કેદારનાથ, પુષ્કરજી વગેરે.

**દેશની ખનિજ**—લોઢું, તાંબુ, કોયલા, સુરોખાર, મીઠું, સોનું, રત્ન, હીરા, મોતી, વગેરે.

**બીજી પેદાશ**—ચોખા, ઘઉં, બાજરી, જુવાર, કપાસ, કઠોળ, રાગી, જવ, કંદમૂળ, શાક, વગેરે તથા સાગ, બાવળ, ચંપો, આંબા શેતૂર, તાડ, નાળીએરી, સોપારી, વાંસ, મરી, એળચી, ચા, કાફી, (બુંદ), તમાકુ, અફીણ, ગુલાબ, શેરડી, ગળી ભીંડી, રાઈ, રબર, વગેરે વગેરે.

**ભાષા**—ગૂજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી, હિંદી, ઉર્દુ, સિંધી, કચ્છી, ઉર્ય, તામિલ, કાનડી, તૈલંગી, ફારસી, મલયાલયમ, ઈંગ્રેજી, મલબારી, દ્રાવીડી, અરબી, પોર્ટુગીઝ, ફ્રેંચ, વગેરે. કુલ ૧૩૨ ભાષાઓ બોલાય છે.

**ધર્મ**—વેદ, શૈવ, વૈષ્ણવ, રામાનુજ, જૈન, શીખ, લિંગાયત, મુસલમાની, ને ખ્રિસ્તી વગેરે.

**આખાદેશમાં**—સૌથી મોટો પર્વત હિમાલય. નદી સિંધુ, ને બ્રહ્મપુત્રા, શહેર મુંબાઈ, ને કલકત્તા, અખાત બંગાળાનો, ઇલાકો બંગાળા. બેટ લંકા, દેશીરાજ્ય નિઝામ, કાશ્મિર, રજપૂતસ્થાન.

**છાવણીઓ**—મુંબાઈ, પુના, માલેગામ, ડીસા, લુણાવાડા, સાદરા, ખંભાત, નારકોટ, રાજકોટ, ભૂજ, હૈદરાબાદ, બેંગલોર, મદ્રાસ, કલકત્તા, જાલના, સિકંદરાબાદ, માંડૂ, નસીરાબાદ, પ્રયાગ,

કામ્પટી, લાહોર, ઈંદોર, નિમચ, નાગપુર, અમદાવાદ, વડો-
દરા, વગેરે.

**મોટી નદીઓની શાખાઓ, અને તે પરનાં શહેરો વગેરે.**

૧ **બ્રહ્મપુત્ર**—એ ટિબેટમાંથી માનસરોવરમાંથી નીકળી આ-
સામ ને બંગાળામાં વહી, બંગાળી ઉપસાગરને મળે છે તે ઉપર
તેજપુર, ગૌહત્તી, નવાગામ, ધાકા; ગોવલપરા, દરંગ, નેરંગમતી
એ શહેરો છે. સૂરમા વગેરે એની શાખાઓ છે.

૨ **સિંધુ**—એ હિમાલયના ટિબેટના ભાગમાંથી નીકળી કાશ્મિ-
ર, પંજાબ, ને સિંધમાં વહી, અરબી સમુદ્રને મળે છે. કાબૂલ, ને
સતલજ એ બે એની શાખાઓ છે. સિંધુ ઉપર, લેહ, અટક, કા-
લાબાગ, ડેરાઇસ્માલખાન, ડેરાગાજીખાન, મિટનકોટ, શિકારપુર,
સક્કર, બક્કર, રોરી, સેવાન, હાલા, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કરાંચી, મીઆ-
ણી ને કોટ્રી વગેરે શહેરો છે.

૩ **ગંગા**—એ હિમાલયના ગંગોત્રી શિખરમાંથી નીકળી, વાયવ્ય
પ્રાંતો, બહાર, ને બંગાળામાં વહી, બંગાળી ઉપસાગરને મળે છે.
જમના, શોણ, ગંડકી, ગોગરા, રામગંગા, કોશકી, ગોમતી, વગેરે
એની શાખાઓ છે. ભાગિરથી ને હુગલી એ બે એના ફાંટા છે.
રૂપનારાયણ, કુશૈ ને દામોદા એ હુગલીને મળે છે. ગંગા ઉપર બ-
દ્રિનાથ, શ્રીનગર, હરિદ્વાર, મીરત, ફરૂકાબાદ, કનોજ, કાનપુર,
ફતેપુર, અલાહબાદ, મીરજાપુર, કાશી, ગાજીપુર, ચૂનાર, બકસાર,
દીનાપુર, પટણા, મોંગીર, ભાવલપુર રાજમહાલ ને મુર્શિદાબાદ
એ શહેરો છે.

૪ **ઈરાવતી**—એ હિમાલય પર્વતમાંથી નીકળી, બંગાળાના ઉ-
પસાગરને (માર્ટાબાનના અખાતને) મળે છે. તે ઉપર પ્રોમ, વસાઈ,

ને રંગુન છે.

૫ **મહાનદી**—એ મધ્યપ્રાંતોમાંથી નીકળી મધ્યપ્રાંતોને ઓઢીયામાં વહી બંગાળાના સમુદ્રને મળે છે. તે ઉપર સંબલપુર નેકટક છે.

૬ **ગોદાવરી**—એ નાશિક પાસે સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી, મહારાષ્ટ્ર,નિજામ ને ઉત્તરસરકારના પ્રાંતોમાં વહી બંગાળાના સાગરને મળે છે. પૂર્ણા, માંજરા, વર્ધા, વાઇનગંગા, પેનગંગા, ને પ્રાણુહિતા એ એની શાખાઓ છે. નાશિક, પૈઠણ, નાંદેડ, નિર્મળ, રાજમહેંદ્રી ને યાનાન એ શહેરો તે પર આવેલાં છે.

૭ **કૃષ્ણાનદી**—એ સહ્યાદ્રિ પર્વતમાંથી મહાબળેશ્વર પાસેથી નીકળી મહારાષ્ટ્ર નિજામ,ને ઉત્તર સિરકાર પ્રાંતોમાં વહી બંગાળાના ઉપસાગરને મળે છે. મલપ્રભા, ભીમા, તુંગભદ્રા, ઘટપ્રભા, વારણા, મુસી વગેરે એની શાખાઓ છે. નીરા ને સીના એ બે નદીઓ ભીમાને મળે છે. કૃષ્ણા ઉપર વાઈ, કન્હાડ, ને મછલીપટ્ટણ શહેરો છે.

૮ **કાવેરી**—એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મહીસૂર ને કર્ણાટકમાં વહી, બંગાળાના સમુદ્રને મળે છે. તે ઉપર શ્રીરંગપટ્ટણ ત્રીચીનાપલ્ની ને ત્રાંકવીબાર શહેરો છે.

ઉપલી આઠે નદીઓના મુખ પાસે ત્રિકોણ પ્રદેશ થાય છે.

૯ **જમના**—એ હિમાલયના જમ્નોત્રી શિખરમાંથી નીકળી, વાયવ્યપ્રાંતોમાં વહી અલાહબાદ આગળ ગંગાને મળે છે. ચંબલ ને બટેવા એ એની શાખાઓછે. જમના ઉપર સ્થાનેશ્વર,શાહજહાનપુર, કર્નાલ, પાણિપત, મુજફ્ફરનગર, દિલ્હી, મથુરા, આગ્રા, કાલ્પી, ઈટાવા ને અલાહબાદ એ શહેરો છે.

૧૦ **સતલજ**—એ રાવણહ્રદ સરોવરમાંથી નીકળી સિંધુને મળે છે. બીઆસ ને ચીનાબ, એ બે તેની શાખાઓ છે. જેલમ ને

રાવી એ ચિનાબની શાખાઓછે. સતલજ ઉપર, સિમલા, લુધ્યાના, અલિવાલ, સોબ્રાઓન, ફીરોઝપુર, ભાવલપુર ને ઉચ એ શહેરોછે.

૧૧ ઘોગરા—હિમાલયમાંથી નીકળી ગંગાને મળેછે. સરયુ ને કાલી એ તેનાં બીજાં નામો છે. રાપતી એની શાખા છે. અયોધ્યા શહેર ઘોગરાને કાંઠે છે.

૧૨ બેટવા—એ રજપુતસ્થાનમાંથી નીકળી જમનાને મળેછે. તે ઉપર ભિલસા ને ઝાંસી શહેર છે.

૧૩ નર્મદા—એ સાતપૂડા પર્વતમાંથી અમરકંટકના મેદાન પાસે જબલપુર આગળથી નીકળી મધ્યપ્રાંતો, ભોપાળ, ને હોલ્કરના રાજ્યમાં તથા ગૂજરાતમાં વહી ખંભાતના અખાતને મળેછે. તે ઉપર જબલપુર, હસંગાબાદ, નિમાડ, મડળેશ્વર, ચાણોદકન્યાળી, નાંદોદ, ને ભરૂચ શહેરો છે.

૧૪ તાપી—એ સાતપૂડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંતો, ખાનદેશ, ને ગૂજરાતમાં વહી, ખંભાતના અખાતને મળેછે, તે ઉપર બુરહાનપુર ને સૂરત છે.

૧૫ મહી—માળવાના ડુંગરમાંથી નીકળી માળવા ને ગૂજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે. તે ઉપર લુણાવાડા ને ખંભાત શહેર છે.

૧૬ સાબરમતી—રજપુતસ્થાનના ઢેબર સરોવરમાંથી નીકળી ગૂજરાતમાં વહી ખંભાતના અખાતને મળેછે. તે ઉપર સાદરા ને અમદાવાદ શહેર છે.

૧૭ ભાદર—એ મદાવન ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે; તે ઉપર જસદણ, જેતપુર, કુતીઆણા, ને નવીબંદર એ ગામો છે. ઉબેણ એ ભાદરની, ને ઓઝત એ ઉબેણની શાખા છે.

## નદીઓનાં મૂળ.

હીમાલયમાંથી નીકળનારી નદીઓ—સિંધુ, ઝેલમ, ચિનાબ, રાવી, બિઆસ, સતલજ, જમના, ગંગા, ઘાગરા, રાપતી, ગંડકી, કુશી, અને બ્રહ્મપુત્રા.

રજપુતસ્થાનમાંથી-સાબરમતી, લુણી, ચંબલ, ને બેટવા, પાર્વતી.

મધ્ય પ્રાંતોમાંથી—નર્મદા, તાપી, વાઇનગંગા, પેનગંગા, નેમહી.

બંગાળામાંથી—સુવર્ણરેખા, બ્રાહ્મણી, વૈતરણી, હુગલી, વગેરે.

સહ્યાદ્રીમાંથી—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, મૂળામૂઠા, મલપ્રભા, ઘટપ્રભા, ને કાવેરી વગેરે.

માળવામાંથી—મહી.

નિઝામના રાજમાંથી—દુધના, પૂર્ણા, માંજરા.

મહીસૂરમાંથી —પનાર, ને દક્ષિણ પનાર.

## નદીઓનાં મુખ.

બંગાળાના ઉપસાગરને મળનારી નદીઓ—કાવેરી, કૃષ્ણા, ગોદાવરી, પનાર, ગંડલાકામા, પુનાર, મહા, વૈતરણી, બ્રાહ્મણી, સુવર્ણરેખા, ગંગા, હુગલી, બ્રહ્મપુત્રા, ઇરાવતી. વગેરે.

ખંભાતનાઅખાતનેમળનારી—સાબરમતી, મહી, નર્મદા, તાપી, ઢાઢર, કીમ, સુખભાદર, શેત્રુંજી વગેરે.

કચ્છના રણમાં મળનારી—મચ્છુ, ફલકુ, બાંભણ, બનાસ, સરસ્વતી.

અરબીસમુદ્રને—સિંધુ, ભાદર, દમણગંગા.

કચ્છના અખાતને— આજી.

માર્ટાબાનના અખાતને—ઇરાવતી.

## વખણાએલી વસ્તુવાળાં સ્થળો

કાસ્મિર-શાલ. પંજાબી-સાલમ. બિકાનેર-સાંઢણીઓ. મારવાડ-

ઊટ ને આરસપહાણ. જયપુર- શહેરના બાંધણી, રત્ન, અને ચિત્ર. શિરોહી-તલવાર. સૂરત-બરફી. રતલામ-અફીણ. વરાડ-કોયલા. રાણીગંજ-કોયલા. પના ને ગોવળકોંડા-હીરા. લંકા-હાથી, હાથીદાંત, તેજાના, ને મોતી. તુતુકુંડી-મોતી. ઉમરાવતી, અકોલા, ધારવાડ, ધોળેરા, ખાંડવા,-ત્યાંનું રૂ. ભાલ-ઘઉં. જામનગર-કંકુ. કાઠિઆવાડ-કાંબી. ઝાલાવાડ-ઝૂમણાં. પુના, નાશિક, સિહોર-તાંબા પીતળનાં વાસણ. પુના-નાગરવેલનાં પાન. બંગાળા-ખાંડ. ખંભાત-સૂતરફેણી ને અકીકના પથ્થર. પેથાપુર-સાડીઓ ને બંદુક. નાગપુર-ધોતીજોટા. પાટણ-પટોળાં. સાડીઓ, માટીનાં વાસણ ને સૂડીઓ. માળવા—અફીણ. પાટડી-વડાગરૂં મીઠું. આત્રગુંબા-લોઢાની છરીઓ. કપડવંજ-કાચ, સાબુ. વઢવાણ-સાબુ. પેંડ-પાઘડી. બૂરાનપુર-શેલાં. કાઠિઆવાડ ને કચ્છના-ઘોડા. ભુજ ને હૈદ્રાબાદ (સિંધનું)-સોનેરી ભરત. કુંદાપુર ને મેંગલુર-સોપારી. અમદાવાદ-રેશમી કાપડ. મલબાર-સાગ ને સોપારી, ચોખા. પાટણા- રેશમી કાપડ, ને અફીણ. મુર્શિદાબાદ-રેશમી કાપડ. મથુરા-પેંડા. ઓઢીયા-લેંઢું. કડી-બળદ. હિમાલય-ચા-આસામ-ભેંસો. ધાકા-સાબુ ને મલમલ.

**જળાશય**— ગંગા ને સિંધુના બે મોટા જળાશય છે.

**પરદેશમાં જવાના માર્ગ**—૧ બોલાનપાસ હાલા પર્વત ઓળંગી બલુચિસ્તાન જવાનો. ૨ ખૈબર પાસ સુલેમાન પર્વત ઓળંગી અફઘાનીસ્તાનમાં જવાનો, ૩ બરમુલા ને ૪ પીરપંજલ એ બે રસ્તે થઇ કાશ્મીરમાં જવાય છે.

૫ નિતિ નામના મારગથી હિમાલય ઓળંગી ટાબેટ વગેરે દેશોમાં જવાય છે.

—<>—

# भरतखंडना राज्यविभाग.

**રાજ્યવ્યવસ્થા**—આપણા દેશમાં હાલ ઈંગ્રેજ લોકનું રાજ્ય છે. તે લોકો યુરોપખંડના ઈંગ્લાંડ દેશના વતની છે. ત્યાં નામદાર મહારાણી વિકટોરિઆ રાજ કરેછે. તે પોતાની તરફથી અમલ કરવા માટે આ દેશમાં સુબાઓ મોકલેછે. એ સુબાને ગવર્નરજનરલ અથવા વાઈસરૉય કે રાજ પ્રતિનિધિ પણ કહેછે. તે કલકત્તા રાજધાનીમાં—અથવા વખતે સિમલા વગેરે સ્થળમાં રહેછે. (હાલનો વાઇસરૉય નામદાર અર્લ ઑફ ડફરિન છે.)

વાઇસરૉયને મદદ આપવા સરકારે બે કૌન્સિલ (કારભારીના મંડળીઓ) સ્થાપી છે. એક એને અમલ કરવામાં ને બીજી કાયદા કરવામાં કામે લાગેછે. વાઇસરાયનો ઉપરી હિંદુસ્તાન ખાતાનો સેક્રેટરી હોયછે, ને તેના ઉપર ઈંગ્લાંડની પાર્લામેંટનું ઉપરીપણું છે.

વાઇસરાય સાહેબના તાબામાં આખો હિંદુસ્તાન ને તેની આસપાસના બેટો વગેરે છે. માત્ર લંકાબેટ તેને તાબે નથી, ત્યાં મહારાણી તરફથી જૂદોજ ગવર્નર છે. વળી ફ્રેંચનાં, ફીરંગીનાં, અને નેપાળ, ભૂતાન, તથા મણિપુરનાં રાજ્યો પણ ગવર્નરજનરલથી સ્વતંત્ર છે. ભરતખંડમાં ઘણો ભાગ ઈંગ્રેજનો ખાલસા; ને બાકીનાં દેશીરાજ્યો છે. પણ એ બધાં રાજ્યો ઈંગ્રેજ સરકારને આધિન છે, ને તેમની તરફથી દરેક ભાગમાં અધિકારી રહેછે. બધા દેશી રાજામાંથી ૧૫૩ રાજાને મહારાણી સાહેબ તરફથી સનંદ મળી છે.

**રાજ્યવિભાગ**—આખા ભરતખંડના પાંચ મોટા ઇલાકા કર્યા છે. તેનાં નામ. ૧ મુંબઇઇલાકો, ૨ મદ્રાસઇલાકો, ૩ બંગાળા ઇલાકો, ૪ આગ્રાઈલાકો, અને ૫ પંજાબ ઇલાકો. પહેલા બે ઇ-

લાકામાં ગવર્નર સાહેબ, ને બાકીના ત્રણમાં લેફટેનેન્ટ ગવર્નર સાહેબ રહેછે.

બીજીરીતે હાલ આખા દેશના ચૌદ મોટા ભાગ પાડેલ છે. તે દરેકનું વર્ણન નીચે આપ્યું છે, તેમાં ઉપલાં પાંચ ઇલાકાની હકીકત પણ આવી જશે.

| ચૌદવિભાગનાં. નામ. | ત્યાં ઇંગ્રેજ તરફથી અધિકારી. રહેછે. | તે ક્યાં રહેછે. (રાજધાનીકઇ) |
|---|---|---|
| ૧ મુંબઇઇલાકો, | ગવર્નર સાહેબ. | મુંબઇ. |
| ૨ મદ્રાસઇલાકો. | ,, | મદ્રાસ |
| ૩ મહીસુર ને કુર્ગ. | ચિફકમિશનર | બેંગલોર. |
| ૪ વરાડ ને નિજામનું રાજ. | રેસીડેંટ | હૈદરાબાદ. |
| ૫ મધ્યપ્રાંતો. | ચીફ કમીશનર | નાગપુર, |
| ૬ મધ્યહિંદ એજન્સિ. | રેસિડેન્ટ | ઇંદોર. |
| ૭ રજપૂતસંસ્થાનો, | ,, | આબુપર (શિરોહી). |
| ૮ પંજાબઇલાકો. | લેફટેનેન્ટ ગવર્નર | લાહોર. |
| ૯ વાવ્યપ્રાંતો. | ,, | અલાહબાદ |
| ૧૦ અયોધ્યાપ્રાંત. | ચીફકમીસનર | લખનૌર. |
| ૧૧ બંગાળાઇલાકો, | લેફટેનેન્ટ ગવર્નર | કલકત્તા |
| ૧૨ આસામપ્રાંત. | ચીફ કમીશનર | ગૌહત્તી. |
| ૧૩ નેપાળ, ભુતાન, વગેરે સ્વતંત્ર પહાડીરાજ્યો. | રેસીડેંટ | ખટમંડું. |
| ૧૪ ફ્રેંચ ને ફીરંગીનાં થાણાં. | તેમની તરફથી જૂદા ગવર્નરો. | નેફીરંગીનું ગોવા. |

## ૧ મુંબઈ ઈલાકો—સામાન્યવર્ણન.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન, તથા બાવલપુર, પૂર્વે રજપુતસ્થાન, માળવા, મધ્યપ્રાંતો, નિઝામનું રાજ્ય અને મદ્રાસ ઈલાકો; દક્ષિણે મહીસૂર પ્રાંત અને પશ્ચિમે અરબીસમુદ્ર તથા બલૂચિસ્તાન છે.

**વિસ્તાર**—એ ઈલાકાની પહોળાઈ કરતાં લંબાઈ ઘણી છે. ક્ષેત્રફળ ૧૯૭૮૭૫ ચો. મૈલ, ને કુલ વસ્તિ ૨, ૩૩, ૯૫, ૬૬૩ માણસની છે.

**રાજ્યવિભાગ**—પાંચ છે. ૧ સિંધ, ૨ કચ્છ, ૩ ગૂજરાત, ૪ મહારાષ્ટ્ર (એમાં દક્ષિણ અને કોંકણ એ બે છે,) અને ૫ દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા

**ભાષા**—સિંધમાં સિંધી, કચ્છમા કચ્છી, ગૂજરાતમાં ગૂજરાતી, ને મહારાષ્ટ્રમાં મરાઠી, તથા કાનડી વગેરે ભાષાઓ બોલાય છે.

**ધર્મ**—હિંદુ, મુસલમાની જરથોસ્ત (પારસીનો) ને ખ્રિસ્તી, હિંદુધર્મના ઘણા ફાંટા પડેલા છે.

**પર્વતો**—સહ્યાદ્રિ, હાલા, સાતપુડા, પબ, ગિરનાર, શેત્રુંજો, આબુ, આરાસુર, પાવાગઢ, તારીંગા, ને ચાંદવડ. વગેરે.

**મોટી નદીઓ**—સિંધુ, ગોદાવરી, કૃષ્ણા, નર્મદા, તાપી, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતી, ભાદર, શેત્રુંજી, ઢાઢર, ભીમા, નીરા, સીના, વિશ્વામિત્રી, હાથમતી, વાત્રક, કોમ, મેશ્વો, મૂળામૂઠા, પાંજરા, આજી વગેરે

**બેટ**—મુંબઇ, બેટ (દ્વારિકા પાસે), દીવ, વસાઇ, ધારાપુરી, સાષ્ટી, કરંજે, ઉરણ ઇ.

**જાત્રાનાંસ્થળો**—દ્વારિકા, પ્રભાસપાટણ, સુદામાપુરી (પોરબં-

દર), ગિરનાર, શેત્રુંજો, આબુ, અંબાજી. બહુચરાજી, શામળાજી, હીંગળાદ, પાવાગઢ, સિદ્ધપુર, ડાકોર, ચાણોદ, કન્યાળી, નારાયણસર, કોટેશ્વર, વડતાળ, શુકલતીર્થ, પંચવટી (નાશિક ત્ર્યંબક), અને પંઢરપુર એ હિંદુનાં, ને ઉદવાડા એ પારસીનું છે.

**હવાખાવાનાં ઠકાણું**—કચ્છ, માંડવી, બાલાચડી, ગોપનાથ, વેરાવળ, માંગરોળ, બીમડી, પુરંધર, અંડાળા, ભીમશંકર, બોર ઘાટ, મહાબળેશ્વર, માથેરાન, નાલગિરિ અને ટુંગાર.

**ફીરંગીનાં થાણું**—દીવ, દમણ, ને ગોવા.

**હબશીનાં થાણું**—જંજીરાને જાફરાબાદ,

**દ્વિપકલ્પ**—કાઠિઆવાડ.

**ભૂશિર**—જગતપોઇંટ, દીવ, રામાસ માંજ.

**અખાત**—કચ્છનું ને ખંભાતનું.

**છાવણીઓ**—હૈદરાબાદ, ભૂજ, ડીસા, સાદરા, લુણાવાડા, ખંભાત, નારકોટ, રાજકોટ, સોનગઢ, માણેકવાડા, વઢવાણ, માલેગામ, પુના, અમદાવાદ, વડોદરા.

**બંદરો**—કરાંચી, શાહબંદર, લખપત, માંડવી, અંજાર, જોડિઆ, દ્વારકા, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, તળાજા, ગોઘા, ભાવનગર, ધોળેરા, ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, માહીમ, વસાઈ, મુંબાઈ, રત્નાગિરિ, રાજાપુર વિજયદુર્ગ, ગોવા, કારવાડ (સદાશીવગઢ), હોનાવર, વગેરે તેમાં સૌથી મોટાંને ઉપયોગી બંદરો ત્રણ છે; કરાંચી, મુંબાઈ ને કારવાડ.

**શાહેરો**—હૈદ્રાબાદ, કરાંચી, ભૂજ, માંડવી, અમદાવાદ, સૂરત, વડોદરા, ભરૂચ, ખંભાત, પાલણપુર, ડીસા, ઈંદોર, નાંદોદ, લૂણાવાડા, સાદરા, ખેડા, ગોધરા, નારકોટ, સચીન, ભાવનગર, જૂનાગઢ, નવાનગર, રાજકોટ, ધ્રાંગધ્રા, ગોંડલ, વઢવાણ, દમણ, થાણા, જાવા, અલીબાગ, જંજીરા, રત્નાગિરિ, સાવંતવાડી, ધુળીયા, નાશિક, પેઠ,

અહમદનગર, પુના, સતારા, ભોર, ફલટણ, સોલાપુર, અક્કલકોટ, કલાદગી, બેલગામ, કોલ્હાપુર, સાંગલી, જમખંડી, ધારવાડ, સાવનૂર, કારવાડ, ગોવા વગેરે.

**દેશીરાજ્યો**—સિંધમાં ખેરપુર; કચ્છ; ગુજરાતમાં કાઠિઆવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, સૂરત, ને પંચ મહાલ એ પાંચ એજન્સિ, તથા ગાયકવાડ, ને ખંભાત સંસ્થાન; કોકણમાં જાવા, જંજીરા, ને સાવંતવાડી; દક્ષિણમાં ખાનદેશ એજન્સિ, પેંઠ, ભોર, ફલટણ વગેરે, સતારા જાગીર, અક્કલકોટ, ને દક્ષિણમહારાષ્ટ્રમાં કોલ્હાપુર, સાંગલી, જમખોંડી, (દક્ષિણમરાઠા જાગીર), ને સાવનુર.

**ઇંગ્રેજીરાજ્ય**—સિંધ; ગૂજરાતમાં અમદાવાદ, ખેડા, ભરૂચ, સૂરત, ને પંચમહાલ જીલ્લા; કોકણમાં થાણા, કોલાબા, ને રત્નાગિરિ જીલ્લા, તથા મુંબાઈ બેટ; દક્ષિણમાં ખાનદેશ. નાશિક, અહમદનગર, પુના, સતારા, ને સોલાપુરજીલ્લા, દક્ષિણ મહારાષ્ટ્રમાં કલાદગી, બેલગામ, ધારવાડ, અને કાનડા એ જીલ્લા આવેલા છે.

**પેદાશ**—ઘઉં, બાજરો, જુવાર, કઠોળ, તમાકુ, અફીણ, ગળી, બૂંદ, સાબુ, મોતી, કંકુ, તાંબા પીતળનાં વાસણ, નાગરવેલનાં પાન, સુતરાઉ રેશમીકાપડ, ઘોડા, વગેરે.

## ૧ સિંધપ્રાંત.

**નદીઓ**—સિંધુ તેમાંથી ઘણી નહેરો ખોદલી છે.

**પર્વત**—હાલા અને પબ.

**જિલ્લા**—કરાંચી, હૈદરાબાદ, શિકારપુર, થરપારકર, ને ઉપલી સરહદનો મૂલક (જેકબાબાદ).

**દેશીરાજ્ય**—ખેરપુર તે મુસલમાની રાજ્ય છે.

**શેહેરો**—રાજધાની હૈદ્રાબાદ છે. કરાંચી, ઠઠ્ઠા. શિકારપુર, જેકબાબાદ, સક્કર, બક્કર, રૌરી, લાડખાના, સેવાન, કોટ્રી, ઉમરકોટ, શાહબંદર, નગરપારકર, મિઆની, ઐરપુર.

**હકીકત**—તેમાં સિંધુ નદી આવેલીછે, તેથી સિંધ નામ પડ્યું. ત્યાંના રેહેવાશી તથા ભાષા સિંધી છે. ૧૮૪૩માં એ પ્રાંત ઈંગ્રેજે અમીરો પાસેથી જીતી લીધો.

**ભુશિર**—કેપમાંજ.

**બેટ**—મનોરા.

**૨ કચ્છ પ્રાંત.**

**હકીકત**—એ દેશી રાજ્યછે, ત્યાંના રાવ જાડેજા રજપૂત છે. રાજધાની ભૂજ, તેમાં પોલિટિકલ એજંટ સાહેબની છાવણીછે. કચ્છની ભાષા કચ્છી છે.

**અખાત**—કચ્છનું.

**રણ**—કચ્છનું.

**પર્વત**—કાળો, નનામો, ધીણોધાર.

**નદીઓ**—નાગમથી, રૂકમાવતી ને ખારી, ત્રણે નાની નદીઓછે.

**પરગણાં**—૧૯ છે. પાવર, મઆણી, બની, પચ્છમ, અડીર, માંથળ, વાગડું, અંજારચોવીશી, ભુવડ, ચોવીશી, કાંઠી, મોડાસા, અબડાસા, કંડ, ગરડો, અને માક.

**શેહેરો**—ભૂજ, માંડવી, અંજાર, મુંદ્રા, લખપત, જખૌ, તૂણા, તેરા, કંથકોટ, સુમરીરોહા, વગેરે.

**બંદરો**—અંજાર, માંડવી, મુંદ્રા, લખપત, જખૌ અને તૂણા.

**૩ ગૂજરાત.**

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ ને આબુ; પૂર્વે માળવા, ખાનદેશ, ને

સાત પૂડો; દક્ષિણે થાણા જિલ્લો, તથા અરબી સમુદ્ર; ને પશ્ચિમે કચ્છનું અખાત ને અરબી સમુદ્ર છે.

**રાજધાની**—દ્વારકા, વલ્લભીપુર, પંચાસર, અણહિલવાડ પાટણ, અમદાવાદ, ને વડોદરા એ વારાફરતી રાજધાની હતાં.

**રહેવાશી તથા ભાષા**—ગૂજરાતી.

**પર્વત**—સાતપૂડા, વિંધ્યાચળ, આબુ, પાવાગઢ, ગિરનાર, શેત્રુંજો, તારંગા, વગેરે.

**નદીઓ**—નર્મદા, તાપી, મહી, સાબરમતી, ભાદર, શેત્રુંજી, સરસ્વતી, બનાસ, વાત્રક, મેશ્વો, શેઢી, કીમ, ખારી, હાથમતી, ઢાઢર વગેરે.

**દેશીરાજ્ય**—આઠ મોટા ભાગ છે. ૧ કાઠિઆવાડ એજન્સિ એમાં નાનાં મોટાં ઘણાં રાજ્યોછે. ૨ પાલણપુર એજન્સિ. ૩ મહીકાંઠા એજન્સિ ૪ રેવાકાંઠા એજન્સિ. ૫ ગાયકવાડની મૂલક. ૬ ખંભાત સંસ્થાન. ૭ પંચમહાલ એજન્સિ. ૮ સૂરત એજન્સિ.

**જીલ્લા**—(અંગ્રેજી રાજ્ય) ૧ સૂરત, ૨ ભરૂચ, ૩ ખેડા, ૪ પંચમહાલ ને ૫ અમદાવાદ.

**શહેરો**—અમદાવાદ, સૂરત, વડોદરા, ભરૂચ, ખેડા, ગોધરા, ભાવનગર, રાજકોટ, જુનાગઢ, નવાનગર, ધ્રાંગધ્રા, ડીસા, પાલણપુર, સાદરા, ઈડર, ખંભાત, વાંસદા, ધરમપુર, નારૂકોટ, પાટણ, નડિયાદ, લૂણાવાડા વગેરે.

**બંદરો**—દમણ, સૂરત, ભરૂચ, ખંભાત, ધોલેરા, ગોઘા, ભાવનગર, મહુવા, દીવ, જાફરાબાદ, માંગરોળ, વેરાવળ, પોરબંદર, દ્વારકા, નવાનગર, જોડીયા, વગેરે.

**જાત્રાનાં ઠેકાણાં**—આબુ, અંબાજી, શામળાજી, પાવાગઢ, શે-

શત્રુંજો, ગિરનાર, દ્વારકાં, પ્રભાસપાટણ, બહુચરાજી, ડાકોર, સિદ્ધપુર, સુદામાપુરી, ચાણોદ, કન્યાળી, વડતાલ વગેરે.

**ફીરંગીનાં સંસ્થાન**—દીવ ને દમણ.

**હબશીનાં**—જાફરાબાદ.

**હવાખાવાનાં સ્થળો**—આબુ, ગોપનાથ, બાલાચડી, વેરાવળ, માંગરોળ, ઘોઘા વગેરે.

**છાવણીનાં ઠેકાણાં**—વડોદરા, રાજકોટ, ડીસા, સાદરા, જુનાગઢ વાડા, ખંભાત, નારુકોટ, અમદાવાદ, સોનગઢ, માણેકવાડા, વઢવાણ, વગેરે.

**વસ્તિ**—કુલ વસ્તિ ૬૫,૯૪,૭૭૫ માણસની છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, જુવાર, ડાંગર, રૂ, અનેક જાતનાં કઠોળ, શેરડી, ગળી, કોડી, શણ, તુવર, કોદરા, બાવટો, નાગલી, દીવેલી, મકાઈ, મહુડાં, તમાકુ, આદુ વગેરે.

**અખાત**—ખંભાતનું ને કચ્છનું.

**બેટ**—દીવ, પીરમ, બેટ.

**ઉનાપાણીનાકુંડ**—તુળશીશ્યામ, ગોધરા, લસુંદ્રા, દેવકીઉનાઈ, વગેરે.

---

## ૪ ઉત્તર મહારાષ્ટ્ર.

### ૧ દક્ષિણ.

**જીલ્લા**—ખાનદેશ (ધૂળીયા), નાશિક, અહમદનગર, પુના, સતારા, સોલાપુર.

**દેશીરાજ્ય**—પેઠ સંસ્થાન, ખાનદેશ એજન્સિ (ડાંગનો મૂલક,

મૂળગણાનો મૂલક અને મહેવાસી પરગણાં), સતારા જાગીર (ભોર, ફલટણ, ઔંધ, જત), ને અક્કલકોટ સંસ્થાન.

નદીઓ—તાપી,ગોદાવરી, કૃષ્ણા,ભીમા, સીના, નીરા,મૂળામૂઠા.

પર્વત—સહ્યાદ્રિ, સાતપૂડો, ચાંદવડ.

શહેરો—ધુળીયા, માલેગામ, પુના, નાશક, ..., અહમદનગર, સતારા, સોલાપુર, પંઢરપુર, ભોર, ફલટણ, ઔંધ, જત, પુરંદર, ખંડાળા, કોરેગામ, ખડકી, આસ્ટી, ત્રીબક, વગેરે.

ભાષા—મરાઠીને કાનડી.

## ૨ કોંકણ,

નદીઓ—અંબા. બીજી નાની છે.

પર્વત—સહ્યાદ્રિ છે.

૩ શહેરો—મુંબાઈ, થાણા, જવાર, અલીબાગ, જંજીરા, રત્નાગિરિ, સાવંતવાડી, કલ્યાણ, વાંદરા, માહીમ, વસાઈ, કોલાબા, વિજયદુર્ગ (ગેરીયા), રાજાપુર વગેરે.

૧ જીલ્લા—થાણા, કોલાબા (અલીબાગ), ને રત્નાગિરિ.

૨ દેશીરાજ્ય—જવા, જંજીરા, ને સાવંતવાડી.

## ૫ દક્ષિણ મહારાષ્ટ્ર ને ઉત્તર કાનડા.

પર્વત—સહ્યાદ્રિ.

નદીઓ—ભીમા, ઘટપ્રભા, મલપ્રભા એ ત્રણે કૃષ્ણાને મળેછે. કૃષ્ણા, વારણા, તુંગભદ્રા, વર્ધા ને શેરવતી.

જીલ્લા—કલાદગી, બેલગામ, ધારવાડ, કાનડા, ને કારવાડ (સદાશીવગડ).

દેશીરાજ્ય—કોલાપુર, દક્ષિણ મરાઠાજાગીર, (સાંગલી, જમ-

ખીંડી. મીરજ, કુરૂંદવાડ, મુધોળ ને રામદુર્ગ), ને સાવાનાં સંસ્થાન (સાવનુર).

**શહેરો**—કલાદગી, વિજાપુર, (ઘણું જૂનું શહેર છે) બાગલકોટ, બેલગામ, કોલ્હાપુર, વિશાળગઢ, સાંગલી, જમખીંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ, ધારવાડ, હુબલી, કારવાડ, સાવનુર, વગેરે.



## ૨ મદ્રાસ ઇલાકો.

**સીમા**—ઉત્તરે કાનડા, ધારવાડ, નિજામનું રાજ્ય, છોટાનાગપુર, ને ઓઢીયા, પૂર્વે બંગાળી સમુદ્ર દક્ષિણે મનારની ખાડી ને પશ્ચિમ મહીસુર છે.

**ભાષા**—મલયાલમ, ઉર્દ્ર દ્રાવિડી, કાનડી, તૈલંગુ, તામિલ, વગેરે.

**પર્વતો**—પૂર્વઘાટ, ને પશ્ચિમઘાટ, નીલગિરિ વગેરે.

**નદીઓ**—કૃષ્ણા, ગોદાવરી, કાવેરી, તુંગભદ્રા, પન્નાર, પન્નેર, ગંડલાકામા, પુલાર વગેરે.

**હવાખાવાનાં ઠેકાણાં**—નીલગિરિ ને ડીંડીગલ વગેરે.

**ફ્રેંચનાં થાણાં**—પોંડીચેરી, માહી, કારિકલ, ને યાનાન.

**ભૂશિર**—કન્યાકુમારી.

**હકીકત**—પશ્ચિમકાંઠે મલબાર પ્રાંત આવેલો છે, તેથી આ ઇલાકાના પશ્ચિમકાંઠાને મલબારકાંઠો, ને પૂર્વકાંઠા પર કારોમાંડળ નામે જૂના શહેરના નામપરથી એ કાંઠાને કારોમાંડલકાંઠો કહે છે.

**અખાત**—મનારનું.

**સામુદ્રધુની**—મનાર, ને પાકની.

**બંદરો**—કુંદાપુર, મેંગલુર, કાનાનુર. ટાલીચેરી, માહી, કાલીકોટ, બેપુર, કોચી, અલીપલી, ત્રિવાન્દ્રમ, તુતીકુંડી, નાગાપટ્ટણ, કારિકળ,

ત્રાંકવીબાર, દેવીકોટ, પોર્ટોનોવો, પોન્દિચેરી, મદ્રાસ, કારોમાંડલ, નેલૂર, મછલીપટણ, વિશાગાપટણ, શ્રીકાકોલય, ગંજામ, વગેરે.

**દેશીરાજ્યો**—ત્રાવણકોર, કોચીન, ત્રિચુર, પુંડુકોટા.

**સરોવર** ચિલકા, કોલર, ને પુલિકાટ. રાજધાની મદ્રાસ.

**રાજ્યવિભાગ**—પાંચ છે. ૧ ઉત્તરસિરકાર, ૨ કર્ણાટક, ૩ મલબાર, એ ત્રણ ઈંગ્રેજી ખાલસા; ને ત્રાવણકોર, ને કોચીન એ બે દેશી રાજ્યો છે.

**પેદાશ**—રૂ, ગળી, તલ, દીવેલી, ઊન, ખાંડ. ડાંગર, ચામડાં, સૂતરાઉ કાપડ, દોરડા, ને ઇમારતી લાકડું, મોતી, સાગ, નાળિએર, સાગુ ગોખા.

## ૧ ઉત્તરસિરકાર.

**હકીકત**—એ ચિલકા સરોવર ને ગંડલાકામા નદીની વચ્ચે એ પ્રાંત છે. તે ૧૭૬૬ માં નિઝામ પાસેથી ઈંગ્રેજને મળ્યો.

**શેહેરો**—મછલીપટણ, રાજમંદરી, ગંજામ, વિસાગાપટણ, શ્રીકાકોલમ, ગંતૂર, ને કોકણદ વગેરે.

**નદીઓ**—કૃષ્ણા, ગોદાવરી, ને ગંડલાકામાં.

**સરોવર**—ચિલકા ને કોલર. **પર્વત**—પૂર્વઘાટ.

## ૨ કર્ણાટક.

**ભાગ**—એમાં બાલાઘાટ ને કર્ણાટક એ બે પ્રાંત છે. એનો ઘણોખરો ભાગ અર્કાટના નવાબ પાસેથી ઈંગ્રેજને મળ્યો છે.

**નદીઓ**—પન્નાર, પુલાર, પનેર, કાવેરી, તુંગભદ્રા, ને ગંડલાકામા.

**શેહેરો**—કર્નૂલ, કડપા, બલ્લારી, ને ગુત્તી એ બાલાઘાટમાં છે. કર્ણાટકમાં મદ્રાસ, એ હાલની રાજધાની છે. અર્કાટ એ નવાબના

વખતમાં રાજધાની હતું. પોંદીચેરી, ને કારિકલ એ બે ફ્રેંચને તાબેછે. ડીંડીગલ એ હવા ખાવાનું સ્થળ છે. તુતુકુંડી, પાસેના દરિઆમાંથી બહુ સરસ મોતી નીકળે છે. એ વિના નેલુર, વેલુર, ચિતૂર, વાંદિવાશ, કોઇમબટુર, તંજાવર, નેગાપટ્ટણ, ત્રાંકવીબાર, મધુરા, રામેશ્વર, (રામનાથ), તીનાવળી, કાંજેવરમ (કાશી), ચીંગલપટ, પુંડુકોટા (દેશીરાજ્ય છે) વગેરે શહેરો છે.

**દેશીરાજ્ય**—પુંડુકોટા છે.

### ૩ મલબાર.

**પ્રાંત**—એમાં મલબાર, દક્ષિણ કાનડા, ને વેનાદ, એ ત્રણ ભાગ છે. એ ત્રણે સન ૧૭૯૯ મા ટીપુ પાસેથી ઈંગ્રેજને મળ્યા.

**શહેરો**—મલબારમાં કાનાનૂર, એ રાજધાની ને ઉત્તકમંડ એ હવાખાવાનું ઠેકાણું છે. એ વિના ટાલીચેરી, માહી (ફ્રેંચનું), કાલિકટ, ને બેપુર શહેરો છે.

કાનડામાં કુંદાપુર, ને મેંગલુર તેમાં સોપારી સારી થાય છે.

**પર્વત**—નીલગિરિ, હવા ખાવાનું ઠેકાણું છે.

**પેદાશ**—સાગ, નાળિએર, ચોખા, (સાબુ ચોખા) ને સોપારી વગેરે.

# દેશીરાજ્યો.

### ૪ ત્રાવણકોર.

**હકીકત**—ત્રાવણકોર એ હિંદુ દેશીરાજ્યછે. એ પહાડી મૂલકછે.

**પેદાશ**—ડાંગર ને સાબુ ચોખા.

**શહેરો**—ત્રિવાન્દ્રમ, એ રાજધાની. અલીપલી.

## ૫ કોચીન.

**હકીકત**—એ પહાડી મૂલક છે. ત્યાં હિંદુ રાજા રાજ કરે છે. ત્રાવણકોર, ને કોચીનમાં સરોવરો ઘણાં છે.

**શહેરો**—કોચીન ને ત્રિચુર.

---

## ૩ મહીસૂર ને કુર્ગ.

### ૧ મહીસૂર.

**શહેરો**—મહીસૂર એ હાલની રાજધાની. શ્રીરંગપટ્ટણ એ કાવેરીના બેટમાં છે. તે ટિપુના વખતમાં રાજધાની હતું. બેંગલોરમાં ચીફ કમિશનર સાહેબ રહે છે. એ વિના બેડનૂર, ચિત્રદુર્ગ, નંદીદુર્ગ, સીમોગા, હરિહરપુર, વગેરે.

**પર્વત**—નંદીદુર્ગ વગેરે.

**હકીકત**—એમાં પહાડા ઘણા છે. ત્યાં હાલ હિંદુ રાજા રાજ કરે છે. સન ૧૭૯૯ માં જૂના રાજા ટિપુ પાસેથી એ રાજ લઈ ઈંગ્રેજે હાલના રાજાને આપ્યું છે. અગાઉ એ પ્રાંત કર્ણાટકનો ભાગ ગણાતો.

**નદીઓ**—કાવેરી, તુંગ, અને ભદ્રા એ બે સીમોગા આગળ એકઠી મળે છે. તે પછી તેનું નામ તુંગભદ્રા પડ્યું છે. પન્નાર, પલાર, પનેર, વગેરે.

### ૨ કુર્ગ.

**હકીકત**—એ રાજ ત્યાંના હિંદુ રાજા પાસેથી ૧૮૩૪ માં ઈંગ્રેજે લીધું. કુર્ગ એ પહાડી પ્રદેશ છે.

**શહેરો**—મર્કારા એ રાજધાની છે.

**પેદાશ**—મહીસૂર અને કુર્ગમાં સાગ, સીસમ, સૂખડ, સોપા-

રી, નાળિએર, તેજાનો, મેવા, ડાંગર વગેરે ધાન્ય, ખાંડ, અને રેશમી કાપડ.

### ૪ નિજામનું રાજ્ય. અને વરાડ.

### ૧ નિજામનું રાજ્ય—હૈદરાબાદ.

**હકીકત**—એ નિઝામનું મુસલમાની દેશીરાજ છે. તેની સ્થાપના મિઝારૂલ્મુલ્ક નામના સરદારે સને ૧૭૨૪ માં કરી.

**નદીઓ**—ગોદાવરી, માંજરા, પેનગંગા, વરધા, ભીમા, તુંગભદ્રા, કૃષ્ણા, પ્રાણુહિતા, રૂપના, મુસી ભીમા, વગેરે.

**શહેરો**—હૈદરાબાદ તે મુસી નદીને કાંઠે રાજધાની છે, તેમાં રેસિડેંટ રહેછે. ગોવળકોંડાના, હીરા વખણાય છે. પૈઠણ એ શાલિવાહનની રાજધાની હતી. જાલના, ને સિકંદરાબાદમાં લશ્કરી છાવણી છે. પૈઠણ, નાંદેડ, ને નિર્મળ એ ગોદાવરીને કાંઠે છે. ઈલોરા, ઔરંગાબાદ, દોલતાબાદ(દેવગિરિ) બેદર, કલબુર્ગ, વરંગળ, રાયચુર, આસઈ, વગેરે.

**પેદાશ**—રેશમી કાપડ, પીતળનાં વાસણ, કોયલા, વગેરે.

### ૨ વરાડ.

**પેદાશ**—ત્યાં કોયલાની ખાણો છે. ને ત્યાંનું રૂ વખણાયછે.

**હકીકત**—આ પ્રાંત ૧૮૫૩ માં નિઝામ પાસેથી ઈંગ્રેજને મળ્યો, તેથી હાલ ઈંગ્રેજને તાબે છે.

**નદીઓ**—પેનગંગા ને પૂર્ણા.

**સરોવર**—લૂનાર તે ખારૂં છે.

**શહેરો**—ઉમરાવતી, અકોલા, એ બંને રૂના વેપારનાં સ્થળછે. ઈલિચપુર, કરીંગા, અકોલા, શીઆગામ, ખાંગાઉ વગેરે.

## ૫ મધ્યપ્રાંતો.

સીમા—ઉત્તરે બુંદેલખંડ ને વાયવ્યપ્રાંતો. પશ્ચિમે ભોપાળ, ઇંદોર, બીજાં દેશીરાજ્યો, ને ખાનદેશ; દક્ષિણે હૈદરાબાદ ને વરાડ; તથા પૂર્વે મદ્રાસ ઇલાકો ને બંગાળા પ્રાંતછે.

ભાગ—૧ સાગર ને દમોહનો ઊંચો મૂલક, નર્મદાનો પ્રદેશ, સાતપૂડાનો ઊંચો મૂલક, નાગપુર, છતીસગઢ, ને સંબલપૂરનો વિસ્તીર્ણ પ્રદેશ.

હકીકત—એ મોટો વિશાળ પ્રદેશ છે, તે ઇંગ્રેજનો ખાલસા ભાગ છે.

શહેરો—૧ નાગપુર એ રાજધાની નાગ નદીને કાંઠે, ત્યાં ચીફ-કમીશનર સાહેબ રહે છે. ત્યાંના ધોતીજોડા વખણાય છે. ૨ છતીસ ગઢ એના છત્રીશ વિભાગ છે. ૩ હીંગણઘાટનું રૂ વખણાય છે. ૪ બુરાનપુર એ તાપીને કાંઠે, ત્યાં શાલાં સારાં બને છે. કામ્પટીમાં લશ્કરી છાવણી છે. એ વિના સાગર, દમોહ, નરસીંગપુર, હુસંગાબાદ, આશીરગઢ, રાયપુર, વિલાસપુર, સંબલપુર, બસ્તર, ચંદા, ખાંડવા, સાગર, દમોહ, સીતાબલદી, રતનપુર, ગોંડવણ વગેરેછે.

નદીઓ—નર્મદા, તાપી, મહા, વેનગંગા, બેટવા, વર્ધા, પ્રાણહિતા, ઇત્યાદિ.

પર્વત—સાતપૂડો ને વિંધ્યાચળ.

પેદાશ—કોયલા, લોઢું, અને રૂ. ઘઊં, બાજરી, જુવાર, ચોખા, તમાકુ, અફીણ, તલ, દીવેલી, દેશીકાપડ વગેરે.

---

## ૬ મધ્યહિંદ એજન્સિ.

હકીકત—મધ્ય=વચલો, હિંદ=ભરતખંડ, એજન્સિ=ઇલાકો,

એમાં બધાં દેશી રાજ્યો છે. એના બે મોટા ભાગ છે.

## ૧ ગ્વાલિઅર અને માળવા.

**નદીઓ**—ચંબલ, સિંધ, બેટવા, ક્ષિપ્રા, નર્મદા.

**હકીકત**—આ ભાગમાં ત્રણ મોટાં રાજ્ય છે. ૧ સિંધિયાનું, (ગ્વાલિઅરનું) ૨ હોલ્કરનું (માળવાનું), ને ૩ ભોપાળનું. એ વિના બીજાં ઘણાં નાનાં નાનાં રાજ્યો એક એકથી સ્વતંત્ર છે, પણ તે સર્વે ઇંગ્રેજની આજ્ઞામાં છે.

**શહેરો**—સિંધિયાના રાજ્યમાં-ગ્વાલિઅર, એ રાજધાની ઉજ્યની એ ક્ષિપ્રા નદીને કાંઠે છે, તે વિક્રમ રાજાની રાજધાની હતી. નીમચમાં છાવણી છે. એ વિના લશ્કર, મોરાર. ચંદેરી, ભિલસા, મંદસર ને દત્યા વગેરે.

**હોલ્કરનારાજ્યમાં**—ઇંદૂર એ રાજધાની ત્યાં રેસીડેંટ રહેછે. માંડુમાં છાવણી છે. એ વિના નિમાડ ને મંડળેશ્વર નર્મદાને કાંઠે છે. વગેરે.

ભોપાળના રાજ્યમાં—ભોપાળ એ રાજધાની તેમાં મુસલમાની બેગમ રાજ્ય કરેછે. રાયસેનનો કિલ્લો એ રાજ્યમાં છે. એ વિના શીહુર વગેરે.

નાનાં રાજ્યોમાં—દેવાસ, રતલામ (ત્યાંનું અફીણ વખણાય છે), ધારા (એ ભોજરાજાની રાજધાની હતી), જાવડા, જાંબુઆ, અલીરાયપુર, વગેરે.

**પેદાસ**—ઘઉં, તમાકુ, અફીણ શેરડી, રૂ, ને બીજું અનાજ.

## ૨ બુંદેલખંડ ને રેવા.

**નદીઓ**—નર્મદા, બેટવા, સોન.

**પર્વત**—કેમૂરના ડુંગર.

હકીકત—રેવાનું દેશી રાજ મોટુંછે. તેમાં વાઘેલા રજપૂતનું રાજ્ય છે. બુંદેલખંડમાં તહેરી (અર્ચા), પન્ના, છત્તરપુર વગેરે રાજ્યોછે. પન્નામાં હીરાની ખાણો છે. નિકાસ-હીરા ને રત્ન.

શહેરો—રેવા, પન્ના, તહેરી, છત્તરપુર કલિંજર વગેરેછે.

---

## ૭ રજપૂતસંસ્થાનો.

સીમા—એ મોટો ચોરસ મૂલક છે. ઉત્તરે સતલજનદી, દક્ષિણે ગૂજરાત, પશ્ચિમે સિંધ, ને પૂર્વે આગ્રા, ગ્વાલિઅર ને ઇંદોર છે.

મુખ્યસંસ્થાન—૧૮ છે. તે નીચે પ્રમાણે.

રજપૂતનાં—૧મેવાડ (ઉદેપુર), ૨મારવાડ (જોધપુર), ૩જેપુર, ૪બુંદી, ૫વિકાનેર, ૬કોટા, ૭કિરોલી, ૮કીશનગઢ, ૯જેસલમીર, ૧૦અલવડ, ૧૧શિરોહી, ૧૨ડુંગરપુર, ૧૩ વાંસવાડા, ૧૪પ્રતાપગઢ, અને ૧૫મું ઝાલાવાડ (ઝાલરાપટ્ટણ), છે.

જાટનાં—૧૬ ભરતપુર, ને ૧૭ ધોળપુર.

મુસલમાની—૧૮ મું ટોંક.

શહેરો—ઉદેપુર, એ ઉદયસિંહે વસાવ્યું. ત્યાંના મહારાણા સૌથી ઊંચ કુળના—રામના વંશના છે. તે સિસોદીયા રજપૂત છે. જોધપુર, ત્યાંના આરસપથરા ને ઉંટ વખણાય છે. જેપુર,એ ભરતખંડમાં સૌથી સુંદર શહેર છે. તે શહેરની બાંધણી ને ચિત્ર વખાણાય છે, ને ત્યાં સોનું, રૂપુ. તાંબુ, રત્નો વગેરે નીકળે છે.

૪ શિરોહીમાં તલવારો સારી થાય છે. ૫ વિકાનેરની સાંઢણીઓ પ્રસિદ્ધ છે. એ વિના બુંદી, કોટા, કિરોલી, કીશનગઢ, જેસલમીર, અલવડ, ડુંગરપુર, ( ત્યાંની મૂર્તિઓ સારી થાય છે. )

વાંસવાડા, પ્રતાપગઢ, ઝાલરાપટ્ટણ, ભરતપુર, ધોળપુર, ટોંક, ચિતૂર, બાળોત્રા (લુણીને કાંઠે), નાગોર, પાલી, માંચેરી, શીકાવતી, અજમેર, નસીરાબાદ, પુષ્કરજી, વગેરે.

**નદીઓ**—સાબરમતી, મહી, લુણી, બનાસ, ચંબલ, બેટવા.

**પર્વતો**—અરવલી ને આબુ.

**સરોવર**—સાંભર તે મોટું ને ખારૂં છે. ૨ ઢેબર તે મીઠું છે. તેમાંથી સાબરમતી વહે છે.

**જાત્રાનાં ઠેકાણાં**—આબુ ને પુષ્કરજી. પુષ્કરજીમાં બ્રહ્માનું દેરૂં છે.

**હકીકત**—શિરોહી પાસે આબુ ઉપર રેસીડેંટ રહે છે. મારવાડમાં ને વિકાનેરમાં મોટાં રણ છે. અજમેર ને મહેરવાડા એ ઇંગ્રેજનાં ખાલસા છે. નસીરાબાદમાં લશ્કરી છાવણી છે.

**પેદાશ**—રત્ન, સોનું, રૂપું, તાંબુ, આરસપહાણ, રૂ, શેરડી, તમાકું, અફીણ વગેરે. ઊંટ અને બીજાં પશુને માટે મારવાડ ને વિકાનેર પ્રખ્યાત છે.

---

## ૯ પંજાબ ઈલાકો.

**સીમા**—પૂર્વે જમનાનદી, વાયવ્યપ્રાંતો, ચીનાઇટિબેટ, અને પૂર્વતાર્તરી તથા કારાકોરમ પર્વત છે. ઉત્તરે હિંદુકુશ પર્વત ને પૂર્વતાર્તરી; પશ્ચિમે હાલા, સુલેમાન, ને હિંદુકુશપર્વત; અને દક્ષિણે રજપૂતસ્થાન છે.

**નદીઓ**—સિંધુ, જેલમ, ચીનાબ, રાવી, બીઆસ, સતલજ જમના, કાબુલ.

**સરોવર**—વુલર તે કાશ્મિરમાં છે.

**પર્વતો**—કારાકોરમ, શિવાલિક, મીઠાના ડુંગરો, સુલેમાન વગેરે.

**દેશીરાજ્યો**—કુલ દેશીરાજ્યો ૩૬ છે. તેમાં કાશ્મિર, ભાવલપુર, ને પતીઆલા એ મુખ્ય છે. તેમનું વર્ણન નીચે આવશે.

**હવાખાવાનાં ઠેકાણાં**—સિમલા, ભરતખંડનો ગવર્નરજનરલ વરસના ઘણા મહિના ત્યાં રહેછે. મારી (જહલમ આગળ.)

**ભાષા**—પંજાબી, ફારસી, ઉર્દુ.

**ધર્મ**—હિંદુ, શીખ, મુસલમાની, ને ખ્રિસ્તી.

**રાજધાની**—લાહોર તેમાં લેફટેનેન્ટ ગવર્નર સાહેબ રહેછે.

**પેદાશ**—ઘઊં, જવ, કઠોળ તલ, દીવેલ, તમાકુ, અફીણ, બાજરી, મકાઇ ડાંગર, રૂ, શેરડી આ ફટકડી, સિંધવ, મડીઆ કંકર, ઉન, અને કાશ્મિરી શાલ વગેરે.

**પ્રાંતો ને તેનાં શહેરો**—પંજાબના કુદરતી ભાગ સાત છે. તેમાંના પાંચ દુઆબ છે. ૧ દામનપ્રાંત સુલેમાન ને સિંધુની વચ્ચે છે, તેમાં ડેરા ઇસ્માલખાંન, ડેરા ગાજીખાન મિઠનકોટ, કાળાબાગ ને પેશાવર એ શહેરો છે. ૨ સિંધસાગર દોઆબ, તે સિંધુ ને ઝેલમની વચ્ચે છે. એમાં અટક, રાવળપીંડી ને ઝેલમ શહેરો છે. ૩ જેલમ અને ચિનાબની વચ્ચે જેચ (ચેજ) દોઆબ, તેમાં ગૂજરાત ને સીઆલકોટ વાળા ગામો છે. ૪ રેચનાદોઆબ, ચીનાબ અને રાવીની વચ્ચે છે. તેમાં રામનગર શહેર છે. ૫ રાવી અને બીઆસની વચ્ચે બારી દોઆબ. તેમાં લાહોર રાવીને કાંઠે એ રાજધાની, અમૃતસર ને મુલતાન એ શહેરો છે. ૬ બીઆસ અને સતલજની વચ્ચે જાલંદર દોઆબ, તે ઘણો રસાળ છે જાલંધર ને લુધ્યાના શહેરો તેમાં છે. ૭ સતલજ અને જમનાની વચ્ચેનો મૂલક. તેમાં દીલ્હી, સિમલા, અંબાલા, હીસ્સા, રોહતક, ફિરોજપુર ને પાણિપત વગેરે

શહેરો છે. દિલ્હી શહેર જમનાને કાંઠે છે, તે મુસલમાની વખતમાં ભારતખંડની રાજધાની હતું.

**મોટાં શહેરો**—લાહોર, અમૃતશહેર તેમાં શીખ ધર્મના ચલાવનાર નાનકની ગાદી છે. ને ત્યાં શીખ લોકો જાત્રાએ જાયછે. મુલતાન, દિલ્હી, જાલંધર, અંબાલા, ફિરોજપુર, લુધ્યાના વગેરે.

**હકીકત**—સિંધુ અને જેલમની વચ્ચે ઝેલમ, બીઆ, રાવી, ચીનાબ, અને સતલજ એ પાંચ નદીઓ આવેલી છે, તેથી એ પ્રાંતનું અસલ નામ પંજાબ પડ્યું છે.

---

# દેશી રાજ્યો.

## ૧ કાશ્મિર

**નદીઓ**—સિંધુ.

**પ્રાંતો ને શેહેરો**—ત્રણ મોટા પ્રાંત છે. ૧ કાશ્મિર. તેની રાજધાની શ્રીનગર જેલમને કાંઠે છે. તે આખા કાશ્મિર દેશની રાજધાની છે. ૨ લાડક, તેમાં મુખ્ય શહેર લેહ સિંધુને કાંઠે. ૩ બળિસ્તાનમાં ઇસ્કાર્ડો તે પણ સિંધુને કાંઠે છે. એ વિના જામૂ, ઇસલામાબાદ, કાશ્મિર વગેરે શહેરો છે.

**પર્વત**—હિમાલય, કારાકોરમ, હિંદુકુશ.

**હિમાલયના રસ્તા**—પીરપાંજલ, ને બારામૂલા.

**હકીકત**—એમાં રજપૂત રાજા રાજ કરેછે તેને મહારાજા કહેછે. પ્રથમ લાડકનો ભાગ ટિબેટ ને તાબે હતો. હાલ કાશ્મિરમાં છે કાશ્મિરની શાલ ઘણી વખણાય. છે.

२ ભાવલપુર.

હકીકત—એમાં મુસલમાની નવાબનું રાજ છે.

શહેરો—ભાવલપુર, ઊંચ, ને અહમદપુર છે.

૩ પત્યાલા તથા બીજાં શીખ રાજ્યો—

હકીકત—સિખ રાજ્યમાં પત્યાલાનું રાજ સૌથી મોટું છે. સિખ લોકો નાનકશાહી ધર્મ પાળેછે. એ રાજ્યોમાં પત્યાલા, ઝીંદ, નભા, કપરથલા, ફરિદકોટ, કળશીઆ, સરહિંદ વગેરે રાજ્યો તથા શહેરોછે.



## ૯ વાયવ્ય પ્રાંતો.–(આગ્રા ઇલાકો).

સીમા—એની પશ્ચિમમાં રજપૂતસ્થાન, જમના નદી, અને પંજાબ પ્રાંત છે. પૂર્વે બહાર, ને અયોધ્યા પ્રાંત; અને ઉત્તરે નેપાળ ને હિમાલય, તથા દક્ષિણમા સાગર, ને છોટા નાગપુર સુધી એની હદ છે. અયોધ્યાની આસપાસ વાયવ્ય પ્રાંતો ફરી વળેલા છે.

મોટા ભાગ—મોટા સ્વાભાવિક ભાગ ત્રણ છે. ૧ હિમાલયમાં આવેલો પ્રદેશ, ૨ જમના અને ગંગાની ઉત્તરનો પ્રદેશ, ને ૩ જમનાની દક્ષિણનો પ્રદેશ.

પ્રાંતો—કમાઉન, ગઢવાળ, એ પહેલા ભાગમાં છે. દોઆબ, (ગંગા જમના વચ્ચેનો), રોહિલખંડ, આગ્રા, દિલ્હી, અલાહબાદ એ પ્રાંતો બીજા ભાગમાં છે.

પર્વતો—હિમાલય અને શિવાલિક.

નદીઓ—ગંગા, એ વિના જમનાં, રામગંગા, ગોમતી, ઘોગરા સોન, ગંડકી, એ બધી નદીઓ ગંગાને મળેછે.

દેશીરાજ્ય—કાશીના રાજાને તાબે કેટલાંક ગામો છે. તે સિના રામપુરમાં મુસલમાની નવાબનું, ને તહેરી (ગઢવાલમાં છે.) સાં

રજપૂત રાજાનું રાજ છે.

**શહેરો**—દિલ્હી, મથુરા, આગ્રા કાલ્પી, ઇટાવા, અલાહબાદ, અનુપ, ફતેહગઢ, કાનપુર, મીરજાપુર, કાશી, ગાજીપુર, કનોજ, બદ્રિનાથ, શ્રીનગર, અલમોડા, બરેલી, શાહજહાનપુર, હરિદ્વાર, મીરત, કેદારનાથ, પાણિપત, કર્નાળ, મુરાદાબાદ, મુજફરનગર, શાહારાનપુર, ફરૂકાબાદ, ગોરખપુર, ચુનાર, બકસાર, વગેરે ઘણાં શહેર છે. અલાહબાદ એ આખા ઇલાકાની રાજધાની છે. તેમાં લેફટેનેન્ટ ગવર્નર સાહેબ રહેછે. આગ્રા એ જુની રાજધાની. મુસલમાની રાજમાં દિલ્હી ને આગ્રા એ વારાફરતી આખા ભરતખંડની રાજધાની હતાં.

**જાત્રાનાં સ્થળો**—દિલ્હી, મથુરાં એમાં કૃષ્ણનો જન્મ થયો હતો. ગોકુળ, આગ્રા, અલાહબાદ (પ્રયાગ એ ગંગા જમનાના સંગમ ઉપર છે). કાશી (બનારસ), બદ્રિનાથ, કેદારનાથ, પાણિપત વગેરે.

**હકીકત**—પહેલાં જેને આગ્રા ઇલાકો કહેતા તેને હાલ વાયવ્ય પ્રાંતો કહેછે. વળી હમણાં અયોધ્યા પ્રાંત પણ એમાં ભેળી દીધોછે.

**પેદાશ**—હિમાલયના પ્રદેશમાં ચા થાયછે, તે આખી દુનિઆમાં વખણાય છે. વળી ત્યાં લોઢાની ખાણો છે. સાગ, વાંસ, મહુડાં, આંબા, ઘઉં, જવ, જુવાર, બાજરી, ડાંગર, તલ, દીવેલ, રૂ, લાખ, સુરોખાર, તાંબાપીતળનાં વાસણ, દેશી કાપડ વગેરે.

## ૧૦ અયોધ્યા પ્રાંત.

**હકીકત**—હાલ સુધી એ જુદો ભાગ ગણાતો. પણ હમણાં આ પ્રાંતને વાયવ્ય પ્રાંતો સાથે ભેળી દીધો છે. આ પ્રાંતમાં પ્રથમ નવાબનું રાજ હતું. ૧૮૫૬ માં તે ઇંગ્રેજે લીધું. હાલ નવાબને ૧૨ લાખ રૂ. વરસે મળેછે.

નદીઓ—૧ ઘોગરા (સરયુ) ૨ રાપતી એ ઘોગરાને મળેછે. રામગંગા, સઈ, ગોમતી વગેરે.

મોટા પ્રાંતો—૪ છે. ૧ ફૈઝાબાદ અને ૨ સીતાપુર એ ઉત્તરે તથા લખનૌર, અને રાય બરેલી એ દક્ષિણમાં છે.

શહેરો—લખનૌર, એ રાજધાની ગોમતી નદીને કાંઠે. તેમાં ચીફ કમીશનર સાહેબ રહેછે. અયોધ્યા એ સરયુ (ઘોગરા) ને કાંઠે છે. તેમાં રામચંદ્રજીની રાજધાની હતી. જુઆનપુર, સીતાપુર, રાયબરેલી, વગેરે.

પેદાશ—ઘઉં વગેરે ધાન, ખાંડ, તલ, દીવેલ, ચોખા, તમાકુ, રૂ, અફીણ, ગળી, દેશી કાપડ, મડીઆ કંકર વગેરે.

## ૬૧ બંગાળા ઈલાકો.

સીમા—ઉત્તરે નેપાળ, સિકિમ, અને આસામ પ્રાંત, પૂર્વે મણિપુર, બ્રહ્મદેશ, તથા બીજો પહાડી મૂલક, આરાકાનના ડુંગરો અને નાફ નદી છે. દક્ષિણે બંગાળાનો ઉપસાગર, અને મદ્રાસ ઈલાકો; તથા પશ્ચિમે મધ્ય પ્રાંતો, રેવા, અને વાયવ્ય પ્રાંતો છે,

પર્વત—હિમાલય, રાજમહાલના ડુંગર, છોટાનાગપુર, અને ઓડિઆના પહાડ.

નદીઓ—૧ ગંગા. ૨ ગોગરા, ૩ સોન, ૪ ગંડકી, ૫ કુશી, ૬ ભાગિરથી એ ગંગાનો ફાંટો છે. તેનું બીજુ નામ હુગલી છે. ૭ બ્રહ્મપુત્રા, ૮ દામોદ્રા, ૯ સુરમા, ૧૦ ટીપરા, ૧૧ મહા નદી, ૧૨ રૂપનારાયણ, ૧૩ વેતરણી, ૧૪ સુવર્ણરેખા, ૧૫. બ્રાહ્મણી ગંગા ને બ્રહ્મપુત્રા વચ્ચે ત્રીકોણ પ્રદેશ થાય છે તેને સુંદરી વન કહેછે.

બંદરો—કલકતા, મતલાહ, ચિતાગોંગ (ચિતગામ), ને કટક.

જાત્રાના ઠેકાણાં—જગન્નાથપુરી ને ગયા.

**દેશીરાજ્ય**—સિક્કિમ, ૨ કુચબહાર, ૩ ટીપરા, ૪ દરભંગા, વગેરે.

સિક્કિમની રાજધાની દાર્જીલીંગ તે હવા ખાવાનું ઠેકાણું છે.

**રાજ્યવિભાગ**—એમાં ૧ શુદ્ધ બંગાળા, ૨ બહાર ૩ ઓરિસા (ઓઢીયા) અને છોટા નાગપુર એ પ્રાંતો તથા બીજાં દેશી રાજ્યોછે.

**ભાષા**—બંગાળી.

**રાજધાની**—આખા ઇલાકાની રાજધાની કલકત્તા તે આખા ભરતખંડની પણ રાજધાની છે. તેમાં લેફ્ટેનેન્ટ ગવર્નર સાહેબ તથા ગવર્નર જનરલ સાહેબ રહેછે. મુર્શીદાબાદ એ આગળ રાજધાની હતું.

**ફ્રેન્ચનાં થાણા**—ચંદ્રનગર.

**અખાત**—બંગાળાનું ને બાલાસોરનું.

**સરોવર**—ચિલકા વગેરે.

**મોટાં શહેરો**—કલકત્તા, પટણા, મુર્શિદાબાદ, ઢાકા, કટક, કાંઓ વગેરે.

**પેદાશ**—ભતખંડમાં આ ઇલાકો સૌથી વિશાળ ને રસાળ છે. સ્લેટ, લોઢું, તાંબુ, અને રાણીગંજ વગેરે સ્થળોમાં કોયલાની ખાણો છે. એ ઇલાકામાં નારંગી, ચોખા, અફીણ, ચા, ખાંડ, રેશમ, રબર, શણ, ગળી, ને રેશમી તથા સૂતરાઉ કાપડ, મલમલ, વગેરેની પેદાશછે.

**હકીકત**—બંગાળામાં આગળ નવાબનું રાજ હતું.

## ૧ શુદ્ધ બંગાળા.

**નદીઓ**—ગંગા, ટીપરા, બ્રહ્મપુત્રા ને હુગલી.

**શહેરો**—કલકત્તા એ રાજધાની હુગલીને કાંઠેછે. મુર્શિદાબાદ એ આગળ નવાબોની રાજધાની હતું. ઢાકા બ્રહ્મપુત્રાને કાંઠે. રાણીગંજમાં કોયલાની ખાણોછે. એ વિના હેરાક, રાજમહાલ, બર્દવાન,

શ્રીરામપુર, કૃષ્ણાનગર, ચંદ્રનગર (ફ્રેંચનું), ચિન્સુરા, હુગલી, શ્રીદર્નાપુર, ટીપરા, પ્લાસી, બનકુરા, કાસીમબજાર વગેરે.

૨ બહાર પ્રાંત.

નદીઓ—ગંગા, શોન, ગંડકી, કોશકી, ને ઘોગરા.

શેહેરો—પટણા (મૂળનામ પાટલીપુત્ર તે ચંદ્રગુપ્તની રાજધાની હતું) તેમાં અફીણ ને રેશમીકાપડ સારૂં થાય છે. મોંગીર, ભાગલપુર, દીનાપુર, બહાર, ગયા, છપરા, દરંગ, ને દીનાપુર વગેરે.

૩ ઓઢીયા પ્રાંત.

શેહેરો—કટક, જગન્નાથ, ને બાલાસોર.

નદીઓ—મહા.

પેદાશ—ઓઢીયામાં લોઢાની ખાણો સારી છે.

૪ છોટાનાગપુર.

હકીકત—એ ઘણો પહાડી પ્રદેશ છે.

શેહેરો—કાંચીને લોહદંગા વગેરે.

૧૨ આસામ પ્રાંત.

નદીઓ—બ્રહ્મપુત્રા.

પર્વત—ખાસ્યા, જીંટીયા, ગારો, નાગ, વગેરે.

શેહેરો—ગૌહત્તી એ રાજધાની તેમાં ચીફકમીશનર રહેછે. એ વિના તેજપુર, નવાગામ, કાચાર, રંગપુર, સીલહટ, દરંગ, ગોવલપરા, રંગમતી, જીંટીયા વગેરે.

પેદાશ—કોયલા, ચા, લોઢું ચૂનો, રૂ, રબર, રેશમ, વગેરે. આસામની જંસો બહુ વખણાય છે.

## ૧૩ સ્વતંત્ર પહાડી રાજ્યો.

### ૧ નેપાળ.

પર્વત—હિમાલય. એ આખો દેશ પહાડી છે;

શિખરો—એવરેસ્ટ ( ગૌરીશંકર ), ધવલગિરિ, વગેરે હિમાલયના શિખરો એમાં આવેલાં છે.

નદી—કાલી ( એનું બીજું નામ ઘોગરા કે સરયુ ).

સરોવર—રાવણ હૃદ.

શહેરો—ખટમંડુ એ રાજધાની છે. મકવાનપુર, જમુલા, પાલપા, ગુરખા, જનકપુર વગેરે.

હકીકત—ત્યાંના લોકોને ગુરખા કહેછે. પહેલાં એ દેશ ચીનને તાબે હતો. હાલ સ્વતંત્ર છે.

### ૨ ભૂતાન.

શહેરો—ટચાસીટચુડન એ રાજધાની.

પર્વત—હિમાલય આખો દેશ પહાડી છે.

હકીકત—એ દેશમાં તાતાર જાતના લોકોનું રાજછે. તેઓ બૌદ્ધધર્મ પાળેછે. ત્યાં અમીરો (સરદારો) નું રાજછે, તે સ્વતંત્ર છે.

### ૩ નાનાં રાજ્યો.

એમાં મણિપુરનું દેશીરાજ મોટું ને સારૂં છે. મુખ્ય શહેર મણિપુર છે. બીજાં નાનાં રાજ્યો ઘણાં છે.

---

## ૧૪ પોર્ટુગીઝ ને ફ્રેંચ લોકોનાં સંસ્થાનો.

પોર્ટુગાલનાં—દીવ, દમણ ને ગોવા, એ મુંબઇ ઇલાકામાં છે. એની રાજધાની ગોવા છે.

ફ્રેંચનાં થાણાં—૧ યાનાન, ૨ પોંદિચેરી, ૩ માહી, ને ૪. કા-

રિલ એ બધાં મદ્રાસ ઇલાકામાં છે. ૫ ચંદ્રનગર એ બંગાળામાં છે. એ બધામાં મુખ્ય રાજધાની પોંદિચેરી છે, ત્યાં તેનો ગવર્નર રહે છે.

---

## જમીનના ભાગની વ્યાખ્યાઓ.

૧ જમીનના મોટા ભાગ, જેમાં ઘણા દેશો આવેલા હોય, તેને ખંડ કહે છે. ૨ ચોમેર પાણીથી વીંટાએલા જમીનના ભાગને દ્વીપ, બેટ કે ટાપુ, કહે છે. ૩ જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી, અને એક બાજુએ જમીન આવેલી હોય તેનું નામ દ્વીપકલ્પ.

૪ જે સાંકડો જમીનનો ભાગ, જમીનના બે મોટા ભાગને સાંધે છે, તેને સંયોગીભૂમિ કહે છે.

૫ જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગએલી હોય, તેને ભૂશિર, ભૂશલાકા, કેપ, હેડ, અથવા બિંદુ કહે છે.

૬ જમીનના થોડા ઊંચા ભાગને ડુંગર, વધારે ઊંચા ભાગને પર્વત, અને તળીએથી સંધાએલા ડુંગરાને હાર કહે છે; અને નીચી ટેકરીઓને ધાર કહે છે.

૭ પહાડોની વચમાં આવેલા નીચા ભાગને ખીણ કહે છે.

૮ સપાટ જમીનના વિશાળ પ્રદેશને મેદાન કહે છે.

૯ પહાડોપર આવેલા ઊંચા મૂલકને ઉચ્ચપ્રદેશ કહે છે.

૧૦ જે ઊંચી જગાપરથી જૂદી જૂદી દિશાઓમાં પાણી વહે છે, તે ઠેકાણાને જળાશય કે જળવિક્ષેપ પ્રદેશ કહે છે.

## પાણીના ભાગની વ્યાખ્યાઓ.

૧ ખારા પાણીના મોટા ભાગને મહાસાગર કહે છે.

૨ ખારા પાણીનો જે ભાગ, મહાસાગર કરતાં નાનો હોય તેને **સાગર** કે **સમુદ્ર** કહે છે.

૩ સમુદ્રનો જે ફાંટો લાંબો થઈને જમીનમાં પેઠેલો હોય તેને **અખાત** કહે છે.

૪ પહોળા મોહોડાના અખાતને **ઉપસાગર** કહે છે.

૫ પાણીના બે મોટા ભાગને પાણીનો નાનો ભાગ સાંધે, તેને **સામુદ્રધુની** કહે છે.

૬ ચોતરફ જમીનથી વીંટાએલા પાણીના મોટા ભાગને **સરોવર**, ને નાના ભાગને **તળાવ** કહે છે.

૭ મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈને સમુદ્રને મળે છે તેને **નદી** કહે છે. ને મોટી નદીને **નદ** કહે છે.

૮ નદી જ્યાંથી નીકળે તે ઠેકાણાને તેનું **મૂળ**, ને મળે તે ઠેકાણાને તેનું **મુખ** કહે છે.

૯ જે જગાએ નાની નદી મોટી નદીને મળે છે, તેને **સંગમ** કહે છે.

૧૦ સમુદ્રનું પાણી વારાફરતી ચઢે છે, તેને **ભરતી**, ને ઉતરે છે તેને **ઓટ** કહે છે.

૧૧ સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય છે, તેને **ખાડી** કહે છે.

૧૨ એક દિશાથી બીજી દિશામાં જે નદીનું વહેવું **તેને** નદીક્રમ કહે છે.



# માસિક સાર સંગ્રહ.

એ નામનું ઉપયોગી ચોપાનીયું એપ્રિલ ૯૫ થી અમારા તરફથી દર મહિને પ્રગટ થાય છે, તેમાં વિદ્વાનોના પસંદ. વિચારોનો સંગ્રહ કરવામાં આવે છે. આ એકજ ચોપાનીયાથી ઘણાં ચોપાનીયાંની ખોટ પુરી પડશે. ગરીબ અને તવંગર એ સઘળાને ખરીદવાનું બની આવે માટે એની કિંમત સસ્તી—ઘણી સસ્તી રાખી છે; એટલે બાર મહિને પોસ્ટેજ સાથે ફક્ત એક રૂપિઓ. ગ્રાહકોએ લવાજમ અવલથી મોકલાવવું.

મુંબઇ ઇલાકાના ભૂગોળ વિદ્યા અમારી પાસેથી મળશે. કિંમત, દર પ્રતના ૬ આના.

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

સુબોધપ્રકાશના એડિટર.